# બીલીમોરાના "છીલ્લા"!

## ( અંક ૧લો. )

### પારસી કોમની એક એબ.

દેશાવરમાં વસ્તા બીલીમોરાના પારસી વતનીઓ તેમજ સામાન્ય પારસી કોમ જાણીને કદાચ અજબ થશે કે છેલ્લી લગભગ અરધી સદી થઇ આ આબાદ કસ્બામાં ધુણવાનાં ધતીંગ અને માનતાની બદી જડ ઘાલી બેઠી છે, અને જાહેરમાં તેમજ છુપી રીતે સંખ્યાબંધ પારસી કુટુંબો આ બદીને વશ થઇ રહેલાં છે. ૧૯૦૩-૪નાં વર્ષોમાં બીલીમોરા ખાતેના મારા વસવાટ દરમ્યાન આ હકીકત પહેલવહેલી મારી જાણમાં આવતાં આ બાબદ વિષે મુંબઇનાં "જામે જમશેદ" પત્રમાં મેં ચર્ચા જગાડી હતી. આ વખતે મારા મરહુમ ભલા મીત્ર મી૰ દાદાભાઈ માણેકજી લાકડાંવાળાએ મને કીમતી મદદ કીધી હતી. તેઓ જાતે કુનેહથી આ "છીલ્લા"નાં મથક ઉપર જતા, ત્યાં થતાં કામકાજો જોતા, તેમાં સામેલ થવાનું ડોળ ઘાલતા, અને તે કામમાં ભાગ લેનારાં પારસી કુટુંબોનાં નામ નિશાન મેળવી લાવતા હતા. તેમની મદદ સાથે ચાલુ રાખેલી આ ચર્ચાથી કેટલાંક કુટુંબોમાં ઉઘાડાં પડવાની ધાસ્તી પેઠી, અને તેથી આ હીનપસ્તી ભર્યાં કામ ઉપર ઘણે દરજજે આંકોશ પડયો. ૧૯૦૪ની આખેરીએ મેં બીલીમોરા છોડયું, અને ત્યાર પછી આ ચર્ચા ચાલુ રાખવાની કોઇએ દરકાર કીધી નહીં. વખતના વહેવા સાથે માનતાનો આ રોગ પાછો ફેલાતો ગયો, અને તેને લગતાં ધામો "ટંકશાળ" સમાન થઇ પડયાં. આ એબ તરફ છેલાં કેટલાંક વર્ષો થયાં કેટલાક પારસી જવાનોનું ધ્યાન ખેંચાયું, અને તેઓએ જગેજગે આ મથકો ઉપર દેખરેખ રાખી ત્યાં જતાં પારસી કુટુંબોનાં નામોની નોંધ

લેવા માંડી. ૧૯૨૨ના જુન માસમાં આ ચર્ચા બીલીમોરાની અન્જુમનની સભા હજુર રજુ થઈ, અને તે પછી તે જાહેર સભામાં તેમજ મુંબઈનાં વર્તમાન પત્રોમાં—ખાસ કરી "કયસરે હિંદ"માં—ચર્ચાવા લાગી. જે કુટુંબો આ મથકો ઉપર જઈ પૈસાની બરબાદી કરે છે, તેઓમાં કેટલાંક કુટુંબો એવાં છે કે જેમને બીલીમોરાની અન્જુમન તરફથી એક કે બીજી રીતની મદદ મળે છે. અત્યાર સુધી આ બદીનો અટકાવ કરવાની સઘળી કોશેશો—જેમની તરફથી સૌથી વધુ મદદ અને ટેકો મળવો જોઇએ તેમની તરફથી નહીં મળવાથી—જોઇએ તેવી ફત્તેહ પામી નથી. આ કામ વીશ વર્ષની વાત ઉપર મેં આરંભેલું હોવાથી એકવાર ફરી તે ઉપાડી લેવાની હું મારી ફરજ સમજું છું, અને મને વાજબી લાગે તેવા ઉપાયો અજમાવતો રહી બીલીમોરાના સમજુ પારસીઓને પોતાની કોમનાં ગુમરાહ બનેલાં મરદો, ઓરતો અને નાદાન બાળકોને આ બદીમાંથી છોડવવા માટે ઘટતા ઉપાયો લેવાને સમજાવવાની કોશેશ કરવાનો મેં ઠરાવ કીધો છે.

આ બાબદ ઉપર મેં જાતે તપાસ કરીને, ખાનગી રીતે તપાસ કરવા બીજાઓને મોકલીને, વિદ્વાનોનાં મતો મેળવીને, અને આ બદીનાં ધામોમાં જનારાઓનાં નામો મેળવીને પુરતો "મસાલો" એકઠો કર્યો છે, અને હવે રફતે રફતે જાહેર આલમની સનમુખ જેમ બનશે તેમ મારી સગવડે સઘળી વિગતો હું મુકતો જઇશ.

## "છીલ્લો" એટલે શું?

ઘણાકોને "છીલ્લો" શબ્દ નવો લાગશે. એ અસલ શબ્દ "ચીલ્લો" છે. એક પરહેઝગાર મર્દ એક ચોકસ જગ્યે ચાળીશ દિવસ બંદગીમાં ગુજારે તેને "ચીલ્લો" કહે છે. તે ઉપરથી તે જગ્યાને પવિત્ર ગણવામાં આવે છે, અને ત્યાં બંદગીથી મોરાદો મેળવવાની ઉમેદ રાખવામાં આવે છે. આ રીવાજમાં અજ્ઞાન અને વહેમી લોકોને ઠગવા માટે વધારો થતો ગયો, અને જયાં કોઈ પરહેઝગાર મર્દ કદી આવેલો ન હોય ત્યાં પણ એવી જગ્યા ઉભી કરી ત્યાં કબર બાંધી માનતાનું મથક ચાલુ કરવામાં આવે છે. બીલીમોરામાં આવાં અનેક મથકો છે, પણ ત્યાં કદીબી કોઇ

પીર મર્દ આવેલા હોવાનું તે મથકના મુઝાવરો વટીક ના પાડે છે. ત્યારે કશાં સાધન વગર એક જગ્યા ઉપર એક કબર ઉભી કરી તેને અમુક પરહેઝગાર મર્દના "છીલ્લા" તરીકે ઓળખાવવી એ ઠગાઈ નહીં તો બીજું શું કહેવાય? કોઇપણ દીનદાર ઇસ્લામી કદી પણ આવા "છીલ્લા"ની માનતા લેવાનું વાજબી ગણતો નથી. તેની દીનની શરીયત મુજબની શાહદતો વિદ્વાન ઓલ્માઓના ફતવાઓ સહિત હવે પછી હું રજુ કરીશ. ત્યારે કેળવાયલી ગણાતી પારસી કોમનાં મરદ, ઓરતો અને નિર્દોષ બાળકો આવી કલ્પીત, ઠગાઇભરી પુંજામાં સામેલગીરી આપે એ બીના શું બીલીમોરાના, આખા પારસી ટોળા માટે ખેજાલત લગાડનારી નથી?

બીલીમોરામાં આવા "છીલ્લા"નાં અનેક મથકો છે, તેમાં મુખ્ય ગોલ્લા ઝીણા જમાનું મકાન છે; તેનાથી ઉતરતું ઢીબરા ભાણુનું મકાન છે. ગોલ્લાને ત્યાં બીલીમોરા ઉપરાંત નવસારી અને બીજાં શહેરોના પારસી, હિંદુ વગેરે કોમના લોકો આવે છે. ત્યાં મરદો, ઓરતો, બાળકો વિગેરે દિવસો સુધી રાતદીન રહે છે. આ "છીલ્લા"ની મારી મુલાકાતનો હેવાલ અને તે સંબંધી મારા વિચારો હવે પછી હું જાહેર કરીશ. દરમ્યાન આવા એક છીલ્લાના સંબંધમાં મહુધા ગામમાં બનેલા બનાવની હકીકત ઉપયોગી સમજી અત્રે રજુ કરું છું. શુક્રવાર તા૦ ૨૨મી જુન ૧૯૨૩ના "ખીલાફત" પત્રમાં નીચલી બીના પ્રગટ થઈ છે:

## "મહુધામાં છીલ્લાનાં ધતિંગ."

"ખેડા જીલ્લામાં આવેલા મહુધા કસબામાં જનાબ મૌલાના મૌલવી સૈયદ ઉસ્માનમીઆં સાહેબે એક વાએઝ ફરમાવ્યું હતું. વાએઝમાં કસબાના દરેક ભાગના માણસો સારી સંખ્યામાં હાજર થયાં હતાં. જનાબ મૌલવી સાહેબે ઇસ્લામીઓમાં થતા શીર્ક અને બીદતના કામો ઉપર ઘણું અસરકારક અને દલીલો સહીત જુસ્સાભેર વિવેચન કર્યું હતું. કેટલીક જગ્યાએ ઈસ્લામીઓમાં ઘણા વખતથી ચાલી આવતા પીરોની મઝાર ન હોય, પણ તેમની કહેવામાં આવતી યાદગીરી અર્થે બનાવવામાં આવેલા (ડેરીઓના આકાર) છીલ્લાઓ ઉપર તેમજ એવા બીજા સ્થા । જ્યાં કોઈની પણ કબર ન હોય ત્યાં, પઢવામાં આવતા ફાતેહા, ચઢાવવામાં આવતા ઘોડા, ફુલ અને મન્નતો

વિગેરે બાબતોના કામો, પાક ઇસ્લામના ફરમાનોની વિરૂદ્ધ અને નાજાઈઝ તેમજ ગુન્હાકારક હોવાનું જણાવતાં, તેવા કામો અટકાવવા ઇબરત આપે તેવું બ્યાન ફરમાવ્યું હતું. કુદરતની અજબ બલિહારી છે! આવા બ્યાન અગાઉ કેટલીએ વાર સદરહુ તેમજ બીજા આલીમોએ કરેલા; ગામના કેટલાક ગ્રહસ્થોએ પણ આવા તેમજ બીજા શીર્ઈ બીદતનાં કામો અટકાવવા ઘણું મથન કરેલું; પણ તેની જોઈએ તેવી અસર કોઈ વખત થએલી જણાતી નહોતી. પણ આ વખતે વાઅઝની એટલી સારી અસર થઈ કે વાઅઝ ખતમ થતાંની સાથેજ મુન્શી ઉમરાવમીઆં કાનિત નામના ગ્રહસ્થે વાએઝમાં હાજર રહેલા ઈસ્લામીઓને સંબોધતાં એવા થતાં ગુન્હાના કામને અટકાવવા અને તેવા સ્થાનોનું ઇસલામમાંથી નાશ કરવાની દરખાસ્ત કરી, જે હાજર રહેલા સઘળા ઈસલામીઓએ સદબુદ્ધિથી કબુલ રાખી અને તેજ વખતે અને તેજ જગ્યાએ ચોતરા ઉપરના જુના વખતમાં બાંધવામાં આવેલ ઉપર કહ્યા મુજબના ડેરી ઘાટના છીલ્લાને ખોદી નાખુદ કર્યો. સદરહુ છીલ્લાની એક પીરની મઝારના પેઠે તાઝીમ કરવામાં આવતી હતી. આવી રીતે અન્ય કોમોની દેખાદેખી જુના વખતથી ચાલી આવતા ગુન્હાના કામનો અને ગુન્હાકારક કાર્ય સ્થાનનો અંત આણ્યો છે, એથી હરેક ઇસ્લામી ખુદાપાકનો શુકર ગુજાર છે."

## બીલીમોરાના ઇસ્લામીઓને અર્જ.

મહુધા કરબાના ઇસ્લામીઓની સારી સમજ માટે તેમને આફ્રીન ઘટે છે. બીલીમોરાના "છીલ્લા" ઇસ્લામીઓના અખ્ત્યારમાં નથી. તેમાં ઈસ્લામીઓ જાઝો ભાગ લેતા નથી. પણ દીનની શરીયતથી વિરૂધ થતાં આ કામો લગભગ અરધી સદી સુધી તેઓએ ચાલવા દીધાં છે. પોતાની કોમના પરહેઝગાર પીરમર્દો, કે જેમનાં રૂહ હજારો દરૂદને લાયક ગણાય, તેમનાં નામથી એક હિંદુ મકાનમાં ધુણવાનું કામ ચાલે; એક હિંદુ ગોલો ત્યાં મુઝાવર તરીકે રહે, એક માછણુ ત્યાં ધુણે અને એક મહાન પીરમર્દના નામથી ત્યાં પૈસો પેદા થાય, એ કામ તે પીરમર્દનાં નામને અપમાન કરનારૂં નથી? બીલીમોરાના ઇસ્લામીઓમાં બે પક્ષ છે, અને તેથી આ અપમાનભર્યાં કામને અટકાવવા માટે વર્ષોની વાતપર એકાદ બે ઉમંગી દીનદાર ઇસ્લામી જવાનોએ કીધેલી કોશેશને કોઇએ મદદ કે ઉત્તેજન આપ્યું નહી; અને આજે તેઓની નજર સામે આ કામ હજી ચાલુ છે. હું મારા ઇસ્લામી બેરાદરોને કશી પણ ગેરકાયદેસર હિલચાલ કરવાની ભલા-

મણુ કરતો નથી. પણુ આવી ઠગાઇઓને બંધ પાડી ઇસ્લામી પીરમર્દોનાં નામની સાથે લેવામાં આવતી બેહુંદી છુટનો અટકાવ કરવાના કાયદેસર ઇલાજો શું નથી? આજે જ્યારે આખા હિંદમાં ઇસ્લામી આગેવાનો હિંદુ–મુસ્લીમ એકસંપી માટે જીવતોડ મહેનત કરે છે, એક બીજાના મજહબને કે રીતરીવાજને અપમાન ન થાય તેવો બંદોબસ્ત કરે છે, ત્યારે બીલીમોરાના ઇસ્લામી આગેવાનોની શું ફરજ નથી કે સઘળી મત-ફેરી દુર કરી એકદીલીથી આ કામ માથે ઉઠાવી સુલેહ સંપજથી આ બદીનો નીકાલ કરવો? જો ઇસ્લામી કોમના આગેવાનો એકદીલ થઇ પોતાની કોમની એક મજલીસ જમા કરે તો બીલીમોરાના પારસીઓમાંથી આ છીલ્લાનાં કામની વિરૂદ્ધ વિચાર ધરાવનારાઓ તેઓની સાથે સામેલ થઇ તેઓને દીલોજાનથી મદદ કરવા તૈયાર છે. બહારગામ વસ્તા બીલી-મોરીઆઓ પોતાની કોમની આ એબ સાંખી શકે તેમ નથી. તેઓ ખુશી સાથે આ હિલચાલમાં ભાગ લેવા તૈયાર રહેશે. ખોટી માત્ર ઇસ્લામી કોમની જાગૃતિની છે. બીલીમોરામાં કાંઇક પારસી કુટુંબો આ છીલ્લાની પુંજામાં ગુંથાઇ ગયાં છે,–તેઓ આવી હિલચાલની સામે મજબુત લાગવગ લગાડી પોતાનો સ્વાર્થ સાંધવા અનેક તદબીરો રચશે. પણુ જો ઇસ્લામી આગેવાનોમાં ડહાપણુ અને દુરંદેશી હોય તો તેમનાં જીગરપર સૌથી વધુ લાગવગ ખુદાવંદતાલાનો, પાક નબી સાહેબ (અલ્લે ઉસ સલામ)નો, અને જે પરહેઝગાર પીરમર્દનાં નામની બરકતથી આ છીલ્લાનો ધંધો ચાલે છે, તે પવિત્ર નામોનો રહેવો જોઇએ. જો ઇસ્લામી કોમ નામદાર સરકારને ઘટતી અર્ઝ ગુજારવાને એકદીલ થાય, જો પારસીઓ સાથે હમ-શરીક થઇ આ "વેપાર"ને અટકાવી તે પરહેઝગાર બુઝર્ગોનાં નામનો આવો સ્વાર્થી ઉપયોગ થતો બંધ કરવા તૈયાર થાય, તો ઇન્શાલ્લા, આ કામ મુશ્કીલ નહીં ગણાય.

## બીલીમોરાના પારસીઓને અર્ઝ.

બીલીમોરાના પારસીઓના મોટા ભાગનો ખોદા આજે "બાપુ સાહેબનો છીલ્લો" છે. તે છીલ્લાનો મુઝાવર પારસીઓનો પેગંબર છે. તે છીલ્લા પર ધુણુનારી સોમી માછણુ તેઓની ફરેસ્તાઇ શક્તિ છે.

તેણી ના શબ્દો પારસી પુંજારીઓ માટે પેગંબરી વાણી સમાન છે. બીલીમોરા અને નવસારીનાં પારસી કુટુંબો રાત દીન આ ગોલાનાં ઘરમાં પડી રહે છે. આ હીનપસ્તી ભરી હાલત દેશાવરમાં પૈસે ટકે સુખી થયલા, કેળવણી પામેલા, સારે દરજ્જે પહોંચેલા બીલીમોરીઆઓ બેરીકરાઈથી જોયા કરે છે. આ હાલતના અટકાવ માટે થોડાક "પોરયાઓ" માં ખપતા પારસી જવાનોએ બની તેટલી કાયદેસર હિલચાલ કરી જોઈ છે. ખુદ ગામમાં વસ્તા પારસી આગેવાનો માટે હાલ એક શબ્દ પણ હું બોલીશ નહીં, પણ વખત આવવે આ બાબદમાં જરૂર જોગી હકીકતો હું ખુલ્લી કરતો જઈશ. આ શરમભરી, બુતપરસ્તીની હાલત હવે બંધ થવી જોઈએ, અને મને ઉમેદ છે કે આ મારી પત્રિકાઓ દેશાવરમાં વસ્તા બીલીમોરીઆઓના હાથમાં જતાં તેઓ પોતાનાં વતન અને કોમે તરફ, પોતાનાં ગુમરાહ બનેલાં બેશાવંદો તરફ જરૂર નજર કરશેજ. આ કામ મારી કમીની શકિત અને ગુંજાશ ઉપરાંતનું છે, પણ ખુદાવંદતાલા મને મદદ કરશેજ એવાં મુસ્તકીમ એકીનથી હું આ અદના કોશેશ કરવા બહાર પડયો છું.

બીલીમોરામાં કોઇ પારસી કુટુંબમાં કોઈ બીમાર પડતાં રાબેતા મુજબ પાડપડોશીઓ અને બેશાવંદો ત્યાં હાજર થાય છે. "બાપુ સાહેબ" ના મુરીદો દબાણ વાપરી ડાકટર કે વૈદની દવાને બદલે "બાપુ સાહેબ" ના છીલ્લાનું મંત્રેલું પાણી પાવાની ભલામણ કરે છે. આ બેમાલુમ લાગવગ વધતો જાય છે. ઘણાકોનાં દબાણને વશ થઈ ધબરાટમાં પડેલાંઓ છીલ્લાનો આશરો લેવાનું કબુલ કરે છે. સવા રૂપીઓ મુકી સવાલ પુછતાં બીમારીનું કાંઇ કલ્પીત કારણ "સોમી" બાછણને મોઢેથી જાહેર થાય છે, અને પછી પાણી મળે છે, જે બીમારને પાવામાં આવે છે. આ બધો જાણવાજોગ કીસ્સો હવે પછી હું વિગતે રજુ કરીશ.

જીંદગી અને મોત, સુખ અને દુખનો આપનાર અને તે ટાળનાર એકલો પાક ખુદાવંદતાલા છે. કોઈ ઇન્સાન કે છીલ્લો તેમાં કશું કરી શકતાં નથી. આ છીલ્લાની પુંજાથી નસીબ ફરી જાય છે, છતાં ૨૦

વર્ષ થયાં તેની પુંજા કરનારાઓ હજી કંગાળ્યતમાં સબડે છે. આ ભીલ્લાની પુંજાથી કોર્ટના કેસમાં ફતેહ મળે છે, છતાં જવાની જઇ ઘડપણ આવવા છતાં તેવા કેસોનો નીકાલ આવતો નથી. જે અસર થાય છે તે એ કે આંખે પરદો ફરી વળે છે, સમજ શકિત ગુમ થાય છે, ગાફેલ જેવાં થઇ તેના પોલાદી કાબુમાં તેના પુંજારીઓ જીંદગી સુધી સપડાયલા રહે છે.

બીલીમોરાની નાની પારસી વસ્તીમાંથી કાંઇક આબદાર રત્નો દેશાવરમાં ઝળકી રહ્યાં છે. તેઓને પોતાના વતનની આ હાલત ઉપર કાંઇ અફસોસની લાગણી થશે કે ? તેઓ પોતાના હમવતનીઓની આ બુતપરસ્તીથી કચવાઇને તે અટકાવવાની દીનદાર જરથોસ્તીઓ તરીકે પોતાની ફરજ સમજશે કે ? મારી આ કમીની કોશેશ તરફ મારા હમવતનીઓની દીલસોજી મેળવવાને હું તલબગાર રહીશ.

## બીલીમોરાના "પોરયાઓ" ને અર્ઝ.

બીલીમોરાના આગેવાનો તરફથી હીણાયલા પેલા બીલીમોરાના પારસી "પોરયાઓ" બીલીમોરાની ભવિષ્યની કીમતી મીરાસ છે. પોતાની આ જાતીના મલાહજાની તિક્ષણ લાગણીથી દોરવાઇને તેઓએ આજ સુધી જે સેવા બજાવી છે, તેનો બદલો ગેબી રીતે મળશે. આ કામ માટે પોતાના માબાપની સંમતી સાથે જે પારસી છોકરાઓ બીલીમોરાની પારસી કોમના ભલાં માટે જ્યારે જરૂર પડે ત્યારે કાંઇપણ કામ બજાવવા હિમતથી બહાર પડવા રાજી હોય તેઓના નામોની હું બેહદ ખુશી અને એહસાન સાથે નોંધ લઇશ. આપણને કાયદેસર રીતે, વિવેકથી, સારી સમજથી, સુલેહ સંપજથી સઘળાં ભલાં કામો આટોપવાનાં છે. આ પત્રિકાઓ જગેજગ પહોંચાડવા, જોઇતી ખબર અને બાતમી ખાત્રીપૂર્વક રીતે ખરેખરી મેળવવા, બીલીમોરાના જવાન વર્ગમાં નીતિ અને દીનદારીનો વધારો કરવા અને બુતપરસ્તીને વિવેકથી તોડવા જેઓ વૉલન્ટીયર તરીકે બહાર પડવા રાજી હોય તેમનું એક મંડળ કાં નહીં ઉભું કરવામાં આવે ? પણ આ કામમાં પીઠ ફેરવીને નહાસનારા ઘણાઓ નથી જોઇતા.

ચીવટાઇથી છેવટ સુધી વળગી રહેનારા પોતાના વતન અને કોમનું હિત ધરાવનારા થોડાઓની જરૂર છે. જેઓમાં ધીરજ, હિમત, શાંતિ, વિવેક અને જનસેવાની ખાહેશ હોય તેઓની મદદને હું આવકારદાયક ગંણીશ.

નવસારી
તા૦ ૧-૭-૨૩ } અરદેશર નશરવાનજી બીલીમોરીઆ.



*** આ હકીકત સંપૂર્ણ કરવા માટે આવા સંખ્યાબંધ અંકો પ્રગટ કરવા પડશે, જે છપાવવાનો અને દેશાવરના બીલીમોરીઆઓ ઉપર રવાના કરવાનો ખર્ચ હું એકલો ઉપાડી શકું તેમ નથી. માટે જે દીલસોઝ હમવતનીઓ આ કામના ખર્ચમાં ગમે તેવી નજીવી મદદ પણ મોકલશે તે અંતઃકરણના આભાર સાથે સ્વિકારવામાં આવશે. આ ચોપાન્યાં એકસરખા કદનાં નીકળશે કે જેથી બીલીમોરાનો આ યાદગાર કીસ્સો છેવટ એક ચોપડીના આકારમાં બંધાવીને જાળવી શકાય. આ ચોપાન્યાં દેશાવરમાં વસ્તા બીલીમોરીઆઓમાં છુટથી ફેલાય તેવી દરેક કોશેશ કરવાની વાંચનારાઓ પોતાની ફરજ સમજશે એવી ઉમેદ છે.

અ. ન. બી.

---

આ ચોપાનીયું સુરત હાઈસ્કુલ સામે આવેલા જુની મુંબઈ બેંકવાળા હવીઝ મંઝીલમાં આવેલા ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસમાં ઉત્તમરામ ઉમેદરામ રેશમવાળાએ નવસારીના મી૦ અરદેશર નશરવાનજી બીલીમોરીયા માટે છાપ્યું અને મી૦ બીલીમોરીયાએ દસ્તુર કોલેજ, લુનશીકુઈ, નવસારીમાંથી પ્રગટ કર્યું.